# આતશની જાલવણી તથા બંદગી કરવા અને બારે મહીનાનાં બારે રોજના જશનો વીશે વાએજ.

છપાવી જાહેર કરનાર,
મોબેદ રતનજી રૂશતમજી કાંગા
તે એક ગરીબ મોબેદ.

મુંબઇ વરતમાન પરેસ.

કીંમત બે આના.

સને ૧૨૪૭ ઇઅજદેજરદી—સને ૧૮૭૮ ઇસવી.

# દીબાચો.

---

આ ચોપાંનીઊ કાહડવાની મતલબ એ કે ધરમ સંબંધી જેવોને લાગેચ વલગેચ તેવોએ કાંઈ લોકોને નહી શમજાવેઆને લીધે ટોલામાં ગફલતી થી કેટલોએક ગુનાહ વધતો જતો માલમ પડવાથી તેનો અટકાવ થાએ અને અનજાણીઆં જરતોશતી શાહેબો તેવીશે જાણે તેટલા વાશતે મારી નાકેશ શકતી પરમાંણે શમજાવાને ઊલત ધરી હેનબીલો છપાવી હમે જરથોશતી શાહેબોને તે શમજવા આવવાની વીનતી કરી હતી અને બે જગાના માલેક શાહેબની રજા લેઈ તેવી જગાનાં નાંમ તથા ઠેકાંણું જનાવવા છતાં તથા મારાં હેંડબીલ શદાબરાં હધીપતી શાહેબોએ પોતાનાં પતરોમાં છાપવા છતાં આપણા ટોલામાંથી એ વીશેનો શોખ ગુમ થવાથી, કોટ મધે શેઠ દાદાભાઈ નોશરવાંનજી દાદીશેઠની દરેમેહેરમો તા૦ ૯ મી જુન અને રવીવારને દાહાડે ઘણાંમા ઘણાં શોની અંદર માંણશો થાએઆં હતાં અને તેને બીજે દાહાડે ધોબીતલાવ ઊપર શેઠ જમશેદજી દાદાભાઈ આંમરીઆની દરેમેહેરમો વીશ પચીશ માંણશો

તેઓ મોબેદ શાહેબો વધારે હતા. હવે તેઓજ જરથોશતી શાહેબોએ વીચાર કરવો કે જેવારે કોઈ શમજાવનાર મલે પણ શમજવાવારાજ બેપરવાઈ કરી, જાંનવા છતાં પરશુત છતાં ઘેરમાં ભરાઈ બાએલાની માફક અડવા મેદાંનોમાં બેશી તારી મારી જુથી સાચી કરવાની મેલી દેઈ શમ જવા આવવાની કંઈજ ઊલત ધરતા નથી. તો પણ હુંમે જે ઊલત ધરી છે તે ટોલાના ફાએદાને માટે આગલ ચાલુજ રાખશું, હેવો હમારો ઈરાદો છે. છેલ્લે આ જોગવાઈએ ઊપલી બંધે દરેમેહેરોનાં મુતવલી શાહેબોનો તથા જે હઘીપતી શાહેબોએ હમોને આશરો આપી પોતાનાં વખણાએલાં પતરમો શદાબરાં હેંદબીલ છાપી ટોલાને જાહેર કરીઊં છે તેવા શાહેબોનો ઊપકાર માંનુ છેઊ. એજ મખશુદ.

**લા૦ મોબેદ રતનજી રુશતમજી કાંગા.**

તે એક ગરીબ મોબેદ.



# આતશની જાલવણી તથા બંદગી કરવા અને બારે મહીનાનાં બારે રોજના જશનો વીશે

## વા એ જ.



પાક દાદગર દાદાર હોરમજદની મદદ હોજો.

શાહેબો, આજ રોજે તમો દીનદાર જર થોશતીઓને ભેગા કરવાનું કારણ એ છે કે આપણો જરથોશતી ટોલો જે આગલા વખતમાં ઘણો વખણાએલો અને પવીતર ધરમ પાલનારો કેહવાતો હતો તે હાલ લગભગ હરધી શદી થઇ દીન ઊપર દીન ઘણો નબલી હાલતમાં તે શાથે જુદદીનવારા શાહેબોનાં બલકે રાજ કરતી શરકારનાં થપકાઓ આવી ગીએછે. તેમાં લગભગ એક દાહેકાની અંદર દર વરશે વધારે માઠી હાલતમાં આવતો જાએ છે. આપણાં જરથોશતીઓમાં મોહટો ભાગ બીન રોજગારી છે, તે શાથે પોતાની કીરતીમાં ઘટારો કરતા જાએછે તેનુ કારણ શું ! કારણ એજ કે આપણાં જરથોશતીઓમાં ઘણો મોહતો ભાગ ધરમ સંબંધી તથા

નીતી સંબંધી ઘણાં બેદરકાર થતા જાએ છે. ખોદાતાલાએ જે સાહેબોને બખશેશ કરી છે પણ તે બખશેશ કહુ રશતે વાપરવી તે વીશે તેમાંથી ઘણા શાહેબો ગફલત રેહેછે. જેથી તે શાહેબો પણ કોઇ નહી ને કોઇ માંઠી અવશથામાં આવી પરી પોતાના નેઆંગાંનોની મેલવેલી કીરતીને જાંખ લગાડે છે. તે બધાનુ કારણ શું? કારણ એજ કે જેવો પાશે દોલત ભરપુર છે તે છતાં તેવોને ગરૂરી તે સાથે બાહારનાં દેખાવની ફીશીઆરી વધતી જાએછે. ગરૂરી છે તે ફનાં થવાનું મુલ છે. દાખલા તરીકે જેમ શાહાનશાહ જમશેદ બુરા લોકોનાં ફરેબ ખાધાથી ગરૂરી કીધી જેથી તે નાંમીચો પાદશાહ વતીક ખોદાતાલાનાં કોપમાં ગીરફતાર થઓ. તો હાલ તકોબરી કરનારા કેટલાએક મગરૂબ શેઠીઆવો ગમે એટલો બાહારનો દેખાવ રાખે અને પોતાનાંજ હેમજાતીઓને માંઠી હાલતમાં રેહવા દે તો ખચીત ખોદાતાલા તે શાંખી શકે નહી. પેહલુંતો તેવોને ધરમ શુધારવાની હઇડે દાજ નહી. પોતાનું પન મન ધચુપચુ, પછી આગલ શુધારો કરવાને ઠેકાણે ઓર દીન ઊગે વધારેને વધારે ગુતારો થાતો જાએછે અને તે શાહેબોને પણ પછી કંઇ શમજ પરતી નથી,જેથી આખા જરથો

શતી ટોલાને ખમવુ પડે છે. જો તે નાંમીચાં શાહુઓ[1] હાલ ઊપર લઈ જરથોશતી ધરમ પાછે અજવાલામાં લાવવા માંગેતો ખચીત બનવા વગર રેહે નહી. પણ તે શાહુઓની ખોદાની બખશેશ છતાં કેટલાએક ખરખુશામત અને એક બીજાની આપખુદ મતલબને વલગી રેહેછે. હવો ધરમ શંબંધી જરથોશતીઓનાં દીલ શુશત ઈ આને મુરદાલ થઈ ગએલાં પાછાં થેકાંનાં ઊપર લાવવાને કોણ બંધાએલા છે. તો હું કેહુચ કે એ કાંમ અથોરનાંનોનુછે.[2] અથવા તેઓને માથે વડાપણું ધરાવનારા દશતુરોનુંછે. પન અપ્રશોશ છે કે તવોને કોઈ પ્યારો રશતો શુજ પરતો નથી અને તમાંમ જરથોશતીઓનાંજ નહી પણ આ

---

[1] નાંમીચા શાહુઓ એટલે મુંબાઈની પંચાયતના અકાબરો અને બીજા શાહુઓ મલી એક કેમેતી થેડવી ધરમનુ અજવાલું કરવા માંગેતો કંઈ વીલમ નથી.

[2] દશતુર શાહુઓ તથા મોબેદ શાહુઓ જેવાં કે આદરાંનવાલા તથા મોહતા પંથકી શાહુઓ તથા બુજરોગ મોબેદો મલી ધરમનો શુધારો ચોકશ હદમાં થોડો થોડો કરેતો ખચીત બનવા વગર રેહે નહી અથવા અકાબર શાહુઓને પણ મેહનત પડે નહી.

લમનાં તાંણાંમાંથી નીકલવાને કોઇ રશતો નજર આવતો નથી. હવે જોવોકે હાલ મુંબાઇ જેવાં શેહરમો ઘણા ભણેલા અને વીદવાન દશતુરો મલી આવશે. તે છતાં તેવો પોતાનો દરજજો શું કરવા ભુલી જતા હોશે. ખોદાના કોપમાંથી અને આલમના તાણામાંથી નીકલી ઘટતી શાબા શી મેલવેતો નહી બને તેમ નથી. ખચીત ધરમનો અને ટોલાનો શુધારો કરવા માંગેતો બની શકે પણ લેઆનતી અંગરેમેનીઓશ તરફની હશદ અદેખાઇ અને પાપી લોભ દીલમાંથી દુર કરે તેવારેજ બને. હવે હમો દશતુરોનેજ થપકો આપતા નથી. જે વીદવાંન બેહધીન શાહુઓ છે જેવો ધરમની ફીલશુફી શમજે છે તેઓ પણ મતલબને વાશતે ઇઆ એક બીજાની તરફદારીને વાશતે તેમ કરેછે.[૩] તે ઊપરાંત આપન જ

---

[૩] બેહધીન શાહુઓ ધરમની ખુબી શમજવા છતાં મતલબને અથવા ખર ખુશામતને વલગી પોતાનો દરજજો ભુલી જાએ છે. કોઇ છુપા રેહી એક બીજાની શામને પોતાની મતલબને વાસતે મોહટાં મોહટાં પુસતકો કાહાડેછે. અને પોતાનું ખરૂં નાંમ આપવાને ઠેકાંણે ખુને બેશી કોઇનું ભલતું નાંમ આપી બમનો જરથોશતી ટોલામાં શક અથવા વેહેમ ઊતપન કરેછે. તે

રથોશતી બાઈઓમાંથી એક શાદો દેખાદેખીથી રવડીઆ પરી ગીઓ છે કે કોઇનાં બોલેલાંને વજન આપવા કરતાં પોતાનાં વીચારમાં આવે તેજ કરવું, એક બીજાની તરફદારી કરવી એકજ તરફનું સમજી તે ઊપરજ વીચાર બાંધવો. ઈ તીઆદી તેમ કરવાનો શબબ એજકે હાલી શરવે ઘેરે ઘેરનાં હાકમ થઇ ગીઆ છે. કારણ કે કોઇની શતા અને જાપતી ચોકશ હદમો રેહવી જોઇએ તે રહી નથી. એજ દલગીરી ભરેલું છે. આજે દીન ઊગે જરથોશતી તોલામાંથી૪

---

દરશત કરતા નથી. તથા કોઇ શાહેબતો મતલબ જાલવવા બાહેરનો મોહતો જાહેર દેખાવ આપી ધરમ શુધારવાના બાહનાથી ઓર ગુતારો કરેછે. એજ દલગીર થવા જેવું છે.

૪ જરથોશતી તોલામાંથી ઘણો મોહોટો ભાગ ધરમ શંબંધી પછાત રેહતા જાએ છે. તેનુ કારણ એજકે આપંન જરથોશતી તોલામાં બાલકોને પેહલેથીજ ઇઆને ઈંગરેજી ઇશકોલો માં જવા આગમજ ધરમની ખુબી શમજવાને ઇશકોલોમાં ચરતા માંએના અકવાનીતી શમજ વાને બંદોબશ થવો જોઇએ જેથી તેવોને બચ પણથીજ ધરમની માહીતી દીલમાં થશી જાએ

ધણો ભાગ ધરમ શંબંધી પછાત રેહતા જાએ છે. પોતાનાં નેઆંગાનોથી ચાલતો રશતો મુકતા જાએછે. એતલુજ નહી જશનો ગંભારો બાપદાદાના દીવશો વીશે એક બીજાને દેખીને ધરમ કીરીઆ છોરતા જાએછે, અને બોલેછે કે આજે વખત નથી, ધંધો નથી. હેવાં જુઠાં બાહાના કાહારેછે, અને બીજો વાંકો ખરચ કરતી વખતે ઊલત ધરેછે. જેવોકે રાત દીન નાટકોમાં જવું, એક બીજાને દેખી પેરવાશમો એકને ઠેકાંણે દશ ઘણો ખરચ રાખવો, ખાધા ખોરાકમાં એકને ઠેકાંણે ચાર વાંનીનુ પકવાન ખાવાનો શોખ રાખવો. અને ધરમ કીરીઆ કરાવા વીશે બેદરકારી કરી હાલમાં નબલો વખત છે હેવુ બોલવાને હીમત કરેછે. જો ભાગઆગરીએ તેવી કીરીઆ કરવાની જરૂર પરજ આવી પરેતો કાંતીઆંપરનુ છાંતીઊ કરી તે વીશે કોઇબી ચોકા

---

અને પછી પારકા ધરમ શીખવવામાં આવે તો એકેદમ તેવા ધરમ ઊપર દીલ બાંધે નહી. અને બેઊ ધરમની ખુબીનો તોલ કરવાને બની આવે જેથી પોતાનાં બાપીકા ધરમ ઊપરથી દીલ ઊતારી નાંખે નહી. હાલ જે શુધારાને નાંમે ગુતારો વધતો જાએછે તે આપણા તોલાને અપાતી કેલવણીનું મુલછે. તે ઊખેરી નાંખવું જોઇએ.

શી કે તજવીજ કરવાને બેદરકારી કરેછે. જેથી કોઇ કોઇ ધરમગુરૂ બેપરવા રેહેછે એથીબી તેઓના ધરમ ઊપરનો ઇતબાર ખોલો નજર આવેછે હવે એ બધાનુ મુલ કારણ શું? કારણ એજકે આપણા જરથોશતી ટોલામાં બાલકોને જરથોશતી ધરમ શંબંધી ગનેઆંન આપવાને કાંઇ પકો બંદોબશત નથી. જેમ તેમ શદરો પેહરે ઓ એટલે જરથોશતી થાઇ ચુ ા પછી ઇશકોલો માં મેલી હાલ ચાલતી ઇંગરેજી કેલવણી આપ વાની કાલજીથી પોતાનાં બાપીકા ધરમની ખુબી ન શમજાવતાં મોહટો બીગારો થાએ છે. પછી તેવી બાબદો વીશે ઇઆને ઇંગરેજીજ કેલવણી અને તેનો ખોલાશો શમજી તેવા ધરમ ઊપર ઇતબાર રાખી બાપીકા ધરમની બેદરકારી કરે તેમાં નવાઇ શું, જેથી એ બાબદો ઊપર લાગતા વલગતાઓએ ધેઆંન આપવું અને હજુ કાંઇ મોડું થઇઊ નથી તેટલાં કોઇબી ઊપાય કરવા કે આપણ જરથોશતી તોલામાં કોઇપણ આગલ ચાલતાં માંડો બનાવ બને નહી. જો એમનું એ મજ બેદરકારપણું ચાલશે તો ખચીત એક દાહે ડાનો વધારે શરમ જેવું થઇ પડશે. તેવા બુરા શરાને તુકરેથીજ અટકાવી તોલાની આબાદી કર વી, આમીન.

શાહેબો, આતશની જાલવણી કરવા વીશે આતશની નેઆએશત મધે જે ફરમાંન આવેલું છે તે સમજાઊં છેઊં.

અવશતા.

ઠશમાએ ઠુજારેશુઆ અહુરા આરમેતામ તેઉઠંશીમ દશુઆ.

અવશતાનો શાર.

અએ હોરમજદ મને બુરાઓથી દુર રાખ ઘણી શામપુરન (મનશની) અને તવાનાઇ આપ.

અવશતા.

સપેનેશતા મેનીઉ મજદા વંઘોહીઆ જઊઓ આદા અશાહજો એમુઅદ વોહુ મનંઘા ફશેરતુમ રફેદરાએ વાવરો ચથાને દાએશામાએ.

શાર.

અઓ બુજોરગ જાંનો હોરમજદ હું બહુ મનનો ઇઆને અકલનો પકડનાર છેઊ તે મને આપ. શવાબ જે જુલમ ટાલવાને હીમતદાર છે તે બલી મનશનીની શરદારીથી છે. રાંમશની મુરાદ મુજબ ચાખુ ઇઆ ચખાડું.

અવશતા.

ઇઆવે એમેફરા તા બશથરહીઆ અહુરા ઇઆવં-ઘેઉશ અશેમ મનંઘો ફરો સપેંતા આરમેતે આશાદેના ફરદખશીઆ.

શાર.

ને તારી કઊઅત અને પાદશાહી શરદારી

અપ જે ભલી મનશનીનાં શાગેરદો છે તે ઊપર અને બુજોરગ શમપુરન મનશનીની દીનના કાંમ માં (મારી) ખશલત (નેક કર).

અવશતા.

અદરાતાંમ જરથુશતરો તનુઅશચોદ પખ્મીઆકુ કશતેનેમ દદાસ્મિતીમ પોઉરૂઅતાતેમ મનઘશચા વંઘેઉશ મજદા શીઓથનહીઆ અશા ઇઆચા ઉખદપ્મીઆચા સરોશિમ પશથરેમચા પશનોથર અહુરહે મજદાઉ નેમસતે આતરશ મજદાઉ[પ] અહુરહે હુદાઓ મજશત ઇઅજત.

શાર.

અએ હોરમજદ એરવેશ હું જે જરથોશત છેઊ. તે આગલ ચાલવાથી, મારાં તંનની મારા જીવની શખાવત બહમન અમશાસપંદને આપું ઇઆને મારો જીવ પીદા કરૂં. કાંમ કરૂ અશોઇનાં અને જે શખુન બોલુ તે શાંભલવા લાએક શેહેરેવરને અને ખુશહાલ કરંચ હોરમજદને અને નમુચ તુને અએ આતશ હોરમજદનાં (નુર) ને કીનાં આપનાર બુજરોગ ઇજદને.

---

[પ] આતરેશ મજદાઓ એતલે આદર હોરમજદનો. આઠરો અહુરહે મજદાઓ પોથર હેનો અરથ પણ આદર હોરમજદનો બેટો શમજવો. હેનું જાણવું એજે અવશતામો "આતરે" હેવો શબ્દ આવેલો છે તેનો અરથ "આદર" થાએછે. અને આ શપણ થાયછે. તેથી કદાચ અવશતાની માએનીની ચોપડી કાઢનાર શાહેબો

## અવશતા.

આથરો અહુરહે મજદાક પોથર તઉઅ આતરશ પો-
થર અહુરહે મજદાડ આથરો અહુરહે મજદાક પોથર

---

પણ પેહલ વેહલો અરથ "આદર" ને થેકાંણે "આતશ" લખી ગીઆ હોએ પણ જાંહાં "ગેતી" આતશના બાબદ આવી છે જેવો કે શોજો ખોરાક મુકવો તેની શંભાલ કરવી ઇતીઆદી અને આદરને ઇઆને આદર ઇજદ ફરેશતાનાં મેહેલ ઉપર તેને શમજવું જેમકે બેટો ઇઆ ઇજદ હેવા બેતાબ તે મીનો ફરેશતા શાહેબને લાગુ પરે છે. દાખલા તરીકે જેમ અરદીબેહશત અમશાશપંદને તથા આ ગેતી આતશને ચાલુ બોલીમાં અરદીબેશત હેવા વાકીઅ બોલવામાં આવે છે. કેટલાએક શાહેબો ગેતી આતશને પણ અરદીબેશત અમશાશપંદ બોલે છે. તે ભુલ ભરીઉ છે. આતશના મેહેલ ઉપર આતશ જે આપણને દુનીઆદારીનો કારોબાર ચલાવાને ઇઅજદાં શાહેબે શપુરદ કરેઓ છે તેથી આપર અગતનુ કામ કરવા બાદ તેના બદલામો શોજે કાથી તથા ખુશબોદાર વશતુની આપણે ભેત કરી તેનો બદલો આપીએ છેઇએ. જો આપણે તેમ કરવામો ગફલતી કરીએ તો ખોદા તરફનાં ફરેશતા શાહેબનાં તકશીરવાર ગણાઇએ. આદર ઇજદ અને અરદીબેશત અમશાશપંદ આપણને મીનો જેહાંનમાં બેહશતની જગા આપવાને નાં કેહે અથવા આપે નહી. જેમ કેરશાશપને નહી આપીઉ તેમ. હુનો બોલાશો બુનદેશ મધે તથા વીરાફ નામા મધે આવેલો છે.

ખરનંઘો શઉઅંઘો મજદદાતહે એરીઅનાંમ ખરેનો મજ-દદાતનાંમ કાઊઅઇઅહેચ ખરનંઘો મજદદાતહે આથરો અહુરહે મજદાઓ પોથર કઉઓએશ હુશરૂઅંગહે વરોએશ હુશરૂઅંગહે અશનુઅંતહે ગરોએશ મજદદાતહે ચેચશતહે વરોએશ મજદદાતહે કાઊઅઇઅહેચ ખરેનંઘો મજદદાતહે આથરો અહુરહે મજદાઓ પોથર રેઉઅંતહે ગરોએશ મજ-દદાતહે કાઊઅઇઅહેચ ખરેનંગો મજદદાતહે આથરો અહુરહે મજદાઓ પોથર આતરેશ સપેંતહે અરથેશતારહે ઇ-જત પોરો ખરેનંઘ ઇઅજત પોઉરો બેશજીઅ આથરો અહુરહે મજદાઓ પોથર મઇ વીશપેબ્યોઓ આતરેબ્યોઓ ખશથરો નફેદરો નેરીઓ શંઘહે યજતહે.

શાર૦

આતશ હોરમજદના બેટાને તું અએ આતશ બેટા હોરમજદનાં. આતશ હોરમજદનો બેટો ઘણો નુરમંદ અને ફાએદેમંદ હોરમજદનાં પેદા કીધેલાને ઇરાંની નુર હોરમજદનાં પેદા કીધેલાને કેઆંની નુર હોરમજદના પેદા કીધેલાને આતશ હોરમજદનાં બેટાને, કેખશરોવરને ઇઆને ગોપ્રાને, ચેચેશતે વર હોરમજદનાં પેદા કીધેલાને ઇઆને ગોપ્રાને, કેઆંની નુર હોરમજદનાં પેદા કીધેલાને આતશ હોરમજદના બેટાને રેવંદ પાહડ હોરમજદનો પેદા કીધેલો છે તેને, કેઆંની નુર, હોરમજદનાં પેદા કીધેલાને, આતશ હોરમજદનો બેટો, આતશ બુજોરોગ વરધીનો કરનાર પેહલવાંન, ઇજદ ભરેલાં નુરનો

ઇજદ, ઘણી તંદરોશતીનો આપનાર, આતશ હોરમજદનાં બેટાને, અને તમાંમ આતશોને, તથા પાદશાહોનો નાંમ નેરીઓસંગ ઇજદ છે.

અવશતા.

યઅસનેમચ વહમમેચ હુબેરેતીમચ ફ્શતા બેરેતીમચ વંતા બેરેતીમચ આફ્રીનાંમે તઉઅ આતરેશ પોથર અહુરહે મજદાઓ યઅશનીઓ અહે વહમીઓ યઅસનીઓ બુય આઉ વહમીઓ નમાનાઉ મશીઆકનાંમ ઉશત બોયઆદ.

શાર.

ઇજશને કરવે કરી, નીઆએશ કરવે કરી, ખુશબોઇ મુકવે કરી, સંભાલ કરવે કરી, જાંદ ગોઇ કરવે કરી, ઇઆને શવાબનુ કાંમ કરવે, ઇઆ બીજાઓ પાશે કરાવવે કરી, આફરીન કરૂચ તું આતશ હોરમજદનાં બેટાની, તું ઇજ શને નેઆએશ કરવાને લાએક છે. ઇજશને ને આએશ કરવાને લાએક થાઓ.

અવશતા.

અહમાએનેરે યઅશે થવા બાદ ફ્રા યાઓજાએતે એશમો જશતો બરેશમો જશતો ગોજસ્તો હાઉઅનો જ સતો દાએતીઓ એશમે બુયઆઉ દાએતીઓ બોએદ બુય આઉ દાએતીઓ પેથવે બુયઆઉ દાએતીઓ ઉપશીએને બુયઆઉ પરેનાયઉશ હરેથરે બુયઆઉ દહમાય ઉશ હરથરે બુયઆઉ આતરશ પોથર અહુરહે મજદાઉ શાચે બુયએ અહમીઅ નમાને મદ શાચે બુયએ અહમીઅ નમાને રોચે

ખુદાએ હમીઆનમાને વઅશથર ખુદાએ અહમીઅ નમાને દરગેમચેદ.

શાર.

જે મરદ તુંને હમેશ બુજોરગીથી આરાધે, એશમને હાતે, (એઆને શાફ શોજી કાદી અથવા ખુશબોદાર ચીજ જેવું કે અગર લોબાન બોએ) બરશમને હાતે, જીવાંમને હાતે, હાઊઅનીમને હાતે, કાથીનુ મુકવુ થાઓ. ખુશબોઈનુ મુકવુ થાઓ, ચરબીનુ આપવુ થાઓ. [૬] ગાંથનુ મુકવું થાઓ. જવાંન શરદાર થાઓ, નેક શરદાર થાઓ અએ આતશ બેટા હોરમજદનાં તું બલતો રેહુ એ ઘરમાં હમેશ બલતો રેહુ, એ ઘરમાં રોશન રેહુ, એ ઘરમાં વરધીનો કરનાર થા, એ ઘરમાં દેર મુદત લગી એઆને કેઆમતનાં વખત શુધી.

---

[૬] આ ચરબી બોલવીશે હમે ૧૨૪૪ એજદેજરદીનાં શાલમાં એક ચોપાંનીઆંની મારફતે ખોલાશો કીધો ને વીદવાંનોને ઇપકોપણ આપેલોછે. જેવીશે થતા ગુનાહુનો જોખમવતીક તેવોનેશર મેલેઓછે. જેનો આજલગીન કોઈએ ખોલાશો કરેઓ નથી. તેવીશે હાલ વખત રોકવાની કંઈજ અગત જોતો નથી. વખત પોંચતે વધારે ખોલાશો શાથે કોઈ શમે તમો ભલા જરથોશતી શાહેબોની શેવા બજાવશું.

અવશતા.

એપે નરૂઆનેમ ઉપશુગાંમ ફરશો કેરેતીમ હદ શુગ્ર આકુ વંગોહીઆક ફરશો કેરેતોએદ.

શાર.

બાલાતર એજમતી હથીઆર, બેઅમરગ કરનાર ભલાં હથીઆર સાથે બેઅમરગ કરશે. ઇઆને કેઆમતને દાહાડે શજીવન કરી વગર મોહોતનાં કરશે. (ઇઆને પાછાં જીવતાં કરશે)

અવશતા.

દાઇઆઉમે આતરશ પોથર અહુરહે મજદાઉ આશો બાથરેમ આશો થરાએતીમ આશો જીતીમ પોઉરો બાથરેમ પઉરો થરાએતીમ પોઉરો જીતીમ મશતીમ ઝપાનો અશુએ વેરીમ હેજુઆમ ઉરોને ઉશ બરેતુમ પશચેતે મએતેમ મજાઉતેમ ઉપેરે આથરેમ નેરેહાંમ પશચેતે હામ વેરેતીમ એરેતો જબાંમ હબાફ્નીઆંમ થરેશુમ આસનાંમચ બરશનાંમચ આસેતો ગાતુમ જગાઉરામ તોથરોશાંમ આસનાંમ ફ્રજંતીમ.

શાર.

આપ મને અએ આતશ હોરમજદનાં બેટા તેજ આશાંની, તેજ પરવરશ, તેજ જીવવું, ઘણી આશાંની, ઘણી પરવરશ, ઘણું જીવવું, દાંનાઇની જીઆદતી, મીઠી જબાંન, રોવાંનને હોશ, પછે મોહટામાં મોહટી અકલ, દુશમનને તારવામાં બાલાતર મરદાંનગી, પછે નેક કામમાં (ઇઆને ભલા

કાંમમાં) પગમાં શખતી અને કઊઅત બે ખોવા બી તરીજે હીશે દીન અને રાત મલી આરાંમ ઈઆને શુવુ અને શેતાબ વખત ઊપર ઊઠવું, બાજુમાં કઊઅત, નાંમદાર જાતી અકલનાં ફર જંદ.

## અવશતા.

આતરશ મજદાઓ[૭] અહુરહે ઇઅેબીઓ અેમ હાંમ પચેતે ખશનાંઢ્નીમચ શુરીમચ વીશપેંનીઓ હચ અેજીઅતે

---

[૭] આતરશ મજદાઓ અહુરહે અેટલે આદર હોરમજદનો, ઈઆને આદર ઈજદ પોતાના આતશ ઊપર શોજી કાઢી અથવા ખુશ બોદાર ખોરાક મુકવાને ચાહેચ. શાહુબો તમો દરીઆફ કરો, જો ગેતી આતશને હોરમ જદનો બેટો કહીએતો ખચીત આપણને જુદદીન વાલાના તાંણાંમાંથી છુતવું મુશકેલ થઈ પડે. તેઓ અેટલુંજ પુછે કે તમારો આતશ શું હોરમજદનો બેટો થાઅે! તેવારે શું લોકો મો હનામાં લેઅે છે, બીડી પીઅે છે, પગ તલે ચાંપે છે, પાંણીથી બુજાવી નાંખેછે. ઈતીઆદી તેને હેરાંન કરેછે. તેવારે તમારા ખોદાતાલામાં તથા તેના છોકરામાં શું કંઈ પોતાનો બંચાવ કરવા ઈઆ કરાવાની શખતી નથી, પછી તેનો જવાબ આપણે શું આપવો. અને વલી આપણા પવીતર આવશતાથી તો આદર ઈજદ ફરેશતા ઊપર

હુગેરેતીમ ડશતા બેરેતીમ વંતાબેરેતીમચ શપેતમ નીમ
નાંમ પરઅરેંતાંમ આતરશ જશત આદદીઅ ચેમ હખહ
બેરેતે ફરચરથવાડ અરમેશાદ આતરેમ સ્પેનતેમ એજમેદ

## શાર.

હોરમજદનાં આતશ ઊપર શહવાર અને શાંજ ખુશબોદાર બોરાક મુકવાને ચાહેચ શરવે આદમીઓથી ખુશબો મુકવાની અથવા પાસબાની કરવાની અને જાંદગોઇ કરવાની બા હેશત રાખેચ ઇઆને આતશની શનમુખ જનારા ઓનાં હાત ઊપર નેગા કરેચ જેમ દોશત દોશ તથી આશા રાખે છે તેમ. બુજરોગ આતશ આરાધું.

## અવશતા.

આતરશ મજદાઉ અહુરહે બખશનુતો અદબેશતો હં ગદગેમ ડપ થવા હખશેઅેદ ગેઉશ વાંથવ ઊપ વીરનાંમ પોઉરો તાઅેશ ડપથવા વેરેજીઅદચે મન વેરેજીઅતેચ હખ

---

શાબેત થાએ છે તે ધ્યાંન આપવા જોગ કે હેવું મારૂં નાકેશ મત છે. તે મારૂ બોલવુ વા જબી છે કે નહી તે વીશે ધરમ શંબંધી માહીતી ધરાવનારા વીદવાંન શાહેબોનો વીચાર શું છે તે જોવાને હમો તથા શરવે જરથોશતી ઇનતેજાર છેઇએ એજ વીનની.

શાએદ અંઘહે કરૂઆખશંઘહે ગહએ જગેશ તાખશકાનો હઆઠ જુઆહી એમદ આથરો આફરીગેનામ.

શાર.

(તેવા ધણી ઉપર) હોરમજદનો આતશ (હઆને આદર હજદ) દોવા કરેચકે તું ખુશાલ બેઆજાર અને ધરાએલો રેહે. બાળાતર ગોશપંદોનો ટોલો, બાલાતર બેટાઓનાં ફરજંદ તુને જીઆદા થાઓ. તારી મનશનીમાં તવી મુરાદ જાહેર થાઓ. જેવી મુરાદ હોરમજદની છે તે હોરમજદની ખુશી મુજબ આખરની રાત લગીન જીવથી જીવતો રેજે. એ રવેશ આતશ દોવા કરેચ.

અવશતા.

હઓ અહમાએ એશમેમ બેરેતે હેકુશ રોચેશ પરેશ નીમ અશહે બેરેજ હઓજદાતાંમ.

શાર.

હઆને જે કોઈ શોજી કાથી શુકી રોશનીમાં જોએલી પાક શવાબની ઉમેદે મુકે તે ધની ઉપર હુવી દોઆ કરેચ.

હવે તમો શાહેબોની ખાતરી થઇ હશે કે દાદાર હોરમજદે આદરને અને આતશને કેટલો દરજજો આપેલો છે. આતશને હમે શાં રોશન રાખવો. તે ઉપર શુકી કાડી

તથા ખુશબોદાર ચીજ મેલવાને હોકમ છે. જેથી ને આપણા જરથોશતી શાહેબો બનતી જોગવા ઈએ અથવા હમકારાને દાહાડે ઇઆ ખચીત ક રીને આતશ બેરાંમની શેઆલગરેને દહાડે અ થવા આદરનં જશન ઊપર શુખરલેઇ આતશબે રાંમ જાએ છે. એ ઘણું ખુશી ભરેલું છે. પણ દલગીરી એજ છેકે આપણા ટોલામાંથી દાહાડે દાહાડે એ પવીતર શવાબ કરવાની ચાલ કમતી થતી માલમ પડેછે. આપણી વશતીમાં ઘણો મોહટો ભાગ તે વીશે બેદરકારી કરેછે. આપણ શરવે જરથોશતીઓએ દર રોજ પાક કેબલાની શનમુખ જઈ દોવા માંગી પછી દુનીઆદારીનાં કાંમમાં વલગવું જોઇએ. ભાઈ શાહેબો આપણ તો ઈનશાન છેઇએ તે સાથે કુદરતની તરફથી આપણને અકલનું ગોહેર બખશેશ થએલું છે. એટલુંજ નહી પણ શારાં કાંમનો અને માઠાં કાંમનો હીશાબ મીનો શાહેબને આપવાને બંધા એલા છેઇએ, તેવારે બનતા શુધી દાદાર હોર મજદને પશંદ પડતાં ભલાં કાંમ જલદી કરવાં જોઇએ. પછી બચાં કચાંની શંભાલ કરવાને અ થવા પોતાની તંદરોશતી જાલવવાને કોઇબી શચા ઇ ભરેલો રોજગાર કરવો જોઇએ.—જો રાત અને દહાડો પેટનીજ ફીકર અથવા બચાં પાલવા

નીજ ફીકરમાં ગુંતાઇ ખોદાઇ ફરમાંનથી ઊલતા ચાલી હેવાંનપણું કરવું તે ઇનશાન માતરને છાજે નહી હવે આપણા ટોલામાંથી થોડા ઘણા જર થોશતી શાહેઓ દર રોજ આતશબેરાંમ અડવા આદરાંનની જગા ઊપર જતા નજર આવે છે. તેપણ ઘણાં ગરીબ તથા વચલે વાંગેના કોઇ કોઇ નજર આવેછે. પેહલે વાંગેનાં શાહેઓ તો કોઇ દહાડે જોવામાં આવતા નથી, ફકત વરશ એકમાં મોહટી બે ચાર તીરત ઊપર આવવા શીવાએ જાંને આતશબેરાંમ તથા આદરાંન તે શું. વલી જો હમકારે જેહવે દહાડે આવતા હોએ તો રૂપીઆ એકનાં આંનાં બે હોશે તેમાં વચલે વાંગેનાં અને પેહલે વાંગેનાં બે ચાર નજર આવે છે તેજ દલગીરી ભરીઊ છે. જેવારે મોહટાવો જેઓને ખુદરત તરફની બખશેશ છતાં બેદર કારી કરે તેવારે બીજાઓને ઊતેજન તે કેમ મલે. અને ધરમ ઊપર ગરીબ જરથોશતીઓનુ અડવા શુધારાનું જીથુ ડોલ ગાલનારા શાહેઓ નાં દીલ ઊશતપાર કેમ થાએ. હવે પેલા ઊપર કહેલા શાહેઓ પણ મોહટી તીરતને દહાડેજ શુ ખડ ધગલાબંધ લાવે અને ગરીઓ પણ પોતાની ગુજાશ માફક અથવા માનેલુ હોએ તેટલું લાવી શરવે આતશ ઊપર ચડાવાના કાલાવાલા કરી

વધતા પઈશા વટીક બોઓવાલા શાહુઓને આપી બધુ શુખડ ચધાવાની કાલજી રાખે છે. જો કે અપરંગાનીઆમાં એક કટકો વટીક ચડાવાની જગા નહી હોએ તોપણ દેવાનાંપણું કરીચડાવા વીશે બોહશ કરેછે. અને એક કટકો ચહરાવતાં વખતે ધગલાબંધ આતશ પરાગંદે થઈ જાએ છે. અને તેની કકરશ બોએવાલા શાહુઓનાં પગ નીચે આવેછે. એટલુંજ નહી પણ તે શાહુઓથી પેલા વેરાયલા આતશ ઊચકવાને પણ બનતું નથી. એકતો અંદરનો તાપ ખમાએ નહી, બીજું તો પેલા નીચે પરેલા આતશ ઊચકવા જાએ તો તેવો ઊપરજ બીજા આતશ રખે પરે હેવી ધાશતીમાં રહેછે. તેવું થએઆ છતાંબી વધારાનાં ૮ શુખરનાં મોટા મોટા ડુંગર જેવા ધગલા પરેછે જેથી પછી કોઈ બેઆકલો કંઈ જુથો ગીલો કરે છે. એટલુંજ નહી પણ તે વીશે જાહેર પતરોમાં

---

૮ વધારાનાં એટલે મોહ્રટે દહાડે જે શુખર વધેછે તે ખુબ ચોકાશી શાથે ઊંચુ રાખવામાં આવેછે. દરરોજ એક એક પાંતી ભરીને માંણશો બોએવારા શાહુઓને કાઢી આપેછે. તેની કુંચીઇઆને શુખર મેલેલા ઓરદાની કુંચી આતશ બેરાંમનાં ગુંબજમાં રાખેછે. શુખર કાઢતી વખતેજ માંણશોને આપેછે. એ હમે સારીપેઠે જાણીએ છેઇએ. આ બીનાં મુંબઈનાં આતશબેરાંમની છે.

પણ લાવવાને ચુકતા નથી. તેવારે તેમ કરવાનું
કારણ શું. શું જેટલુ શુખડ આપણુ ચઘાવાના
હોઈએ,તે મોહટા એકજ દહાડાને બદલે દરરોજ
થોડું થોડું ચરાવીએતો તે શવાબ નહી લાગે?
હમો કેહીએચ કે ત વધારે શવાબ લાગે. અને
કાલાવાલા કરી વધારે પઈશા આપી આતશ વેરા
વાર કરે તો ઓર શવાબને બદલે ગુનાહ લાગે.
તેવારે પઈશો ખરચી ગુનાહ કરવો એ દોજખી
લોકોનુ કાંમ.—વલી શરવે કોઈ એકેદમ આતશ
બેરાંમ ઊપરજ શુકર ચરાવાની કાલજી રાખેછે.
અને આજુબાજુનાં આદરાંનો ઊપર અડવા દા
દગાં ઊપર એક પટેકો વતીક ચરાવાની ગફલતી
કરેછે. તથા દાદગાં ઊપર અડવા ઘેરનાં આતશો
ઊપર શોજાં લાકરાં વતીક મેલતા નથી. કોઈ
કોઈ આદરાંનોમાં જતા હોએ તો રૂપીઆ એક
નો આનો એક ઇઆને શેંકડે છ જના જોવામાં
આવેછે. શાહેબો આતશની નેઆએશ મધે કંઈ
એમ આવેલું નથી કે આતશ બેરાંમનેજ ધગ
લે ધગલે શુખર ચઘાવવું અને આદરાંનોમાં
અથવા દાદગાં ઊપર નહી ચઘાવવું. નીઆએ
શમાંતો શાફ ખોલું લખાંન આવેલું છે કે આ
તશ રોશન રાખવો. તેમ કીધાથી આતશ તમો
ઊપર દોવા કરેચ કે તમારે તાંહાં ગોશપંદાની અને

ફરજંદોની વરધી થાઓ. શાહેબો આતશને દા
દાર હોરમજદે જેમ મરતબો આપેઓ છે તેમ
જ આપણે જરથોશતીઓએબી આતશબેરાંમ
શાહેબને પેહલાદરજજાના,આદરાંનશાહેબને બીજા
દરજજાના, અને દાદગાં અથવા ઘેરમાંના આ
તશને તરીજા દરજજાનાં ગણેઆ છે. પણ કેથે
એમ નથી આવેલું કે એકજ આતશને એકેદમ
ખોરાક આપવો અને બીજાને કેઆ તરીજાને
નહી આપવો એમતો છેજ નહી. તેવારે આપણાં
ટોલાંનો મોહોટો ભાગ ગફલતીથી અથવા બેપ
રવાઈથી ઘેરનાં આતશનીતો બીલકુલ સંભાલ
રાખતા નથી. દીન ઊગે શલીની પેતીથી નવા
આતશ કરેછે. એ વીશે હમે ઘણી અજમાએશ
કરી છે. અને તમો શાહેબો પણ શારીપેઠે શમ
જતા હોશો. આજે શલીની પેટી થઇ તેથી ઘેર
ની આબરૂ ઘેરમાંજ રેહછે. પારપડોશી વટીક
જાંણતાં નથી. જેથી આપણાં લોકોમાંથી ધાશતી
ભાગી ગેઇછે. જો પાર પડોશીને ઘેર આગલની
માફક કોઇને નાચારીએ લેવા જવા પરતા હોએ
તો તેવો જરાબી પોતાની આબરૂને અથવા થપ
કાને બીહે પણ તેમ બનતું નથી. ઘેરે ઘેર શલીની
પેટી. પણ શાહેબો આપણે પાર પડોશીના
ઠપકામાંથી નીકલશું પણ જે ગેબનો શ હેબ શરવે

જગા ઊપર હાજર છે. તેનાં અને આદર ઇજદ નાં અથવા અરદીબેશત અમશાશપંદના કોપમાં થી છુતવું મુશકેલ છે. તેથી શરવે શાહેબોએ તે વીશે ચોકશી રાખવી અને દર રોજ શુતાં અને ઊથતાં આપણે જાતે તજવીજ રાખવી. તે શાથે ઘેરનાં છોકરાંને અથવા માંણશોને તાકીદ કરવી. શાહેબો પેહેલી જતન અથવા બંદગી આપણે ઘેરના આતશની દરરોજ ખુશબો મેલી પેહેલી કરવી, પછી મોહલાનાં આતશની કરવી તારબાદ આદરાંન શાહેબની ખીદમતમાં જઈ બંદગી કરવી અથવા હુમકારે જેવે દાહાડે તો જરૂર જવું પછી દરરોજ પાદશાહાના કદમ નીચે ઇઆને આતશબેરાંમ શાહેબની હજુર બનતી ખુશબો લેઇ જઈને બંદગી કરી દોવા માંગવી. જેથી તેવા શાહેબો ખોદા તાલાની આગલ અને આતશ ઊપર નેગેબાંની રાખનારા ફરેશતા શાહેબની આગલ શરખરૂ રેહે.

હવે બારો મહીનાના જશનોવીશે શમજાઊ છેઊ.

શાહેબો આદર મહીનાંના જશંનનું, આપર ગાન બાજ, આપણ આખો મહીનો કરીએ છે ઇએ જેને મેજકીધો હેવી ચાલુ બોલી છે. કોઇ ગુજરેલું હોએ તેને પેહલે વરશ અને શખતી વાલા શાહેબો દરવરશ તે ધણીનાં દીશાને દહાડે ચારથી વધુ મોબેદો પાશે જશન કરાવે છે. અને

આતશની નેઆશત તથા આદર ઇજદનું અપ રંગાન કરવામો આવેછે. તે ઉપરથી બોલવું શાબેત થાએચ કે આદર અને અરદીબેશત ફરે શતાની તથા આપણું રખશણ કરનાર ગેતી આ તશની ખુબીથી તેમ થઇઊ છે.

દેએ મહીનાનું જશંન દીન તરણ ગણવા માં આવેછે. દેએ મહીનો અને દેપાદર, દેપમેર, દેપતીન રોજનાં હેવા તરણ રોજમાં આપણ શરવે જરથોશતીઓએ દર ઘેરે ઘેર અપરંગાંન બાજ કરાવી તે ફરેશતા શાહેબોની આગલ શર ખરૂ રેહવું જોઇએછે કે મુશકેલ વખતે તેવો ની મદદથી જગતનો શાહેબ આશાંન કરે. પણ તેમ જોવામાં આવતું નથી.—અગર તે જશન ની ક્રીયીઆ પોતાના ઘેરમાં કરતા હોએ તો શેંકડે પાંચ જણા હોશે. તેને બદલે જશંનને નામે ખાવાનું કરેછે. આખો મહીનો જેમકે ફલાં નાનો વારો ફલાનાંનુ જશન, તેમાં રૂ૧)થીરૂ૧ાા શુધીની ફી આપી જાંહાં શારૂ અને ઘણી વાંની નું ખાવાનું હોએ તાંહાં જવાની કાલજી બતાવે છે. અથવા લાગતા વલગતા મેનીજરોની શરમ થી પણ જવું પરે છે. પછી જમવાની વખતે જઇ ગરબર શરબર ઠઠા મશકેરી કરી જમતી વખતે હુરેહુરે હેવા જંગલી પોકારો કરી જશન કરેછે

કોઇજ શેજશાજ શેકડે દશ જનાં કુશતી કરી બાજ ધરી મુગેઓને શુકર ગુજાર કરી બાજ મેલી કુશતી કરતા હોશે પણ મોહટો ભાગ તેમ કરવાને શમજતા અથવા કાલજી રાખતા નથી. તેમજ જશનની કીરીઆ થતી વખતે તેવો સામેલ રેહી બંદગી કરી ફરજ અદા કરતા નથી- એટલુંજ નહી બલકે જશનની કીરીઆ કાંહાં કીધી કોણે કીધી, તેટલીબી પુછપરછ કરતા નથી. અને હેવી કાલજી રાખનારાબી શેંકડે દશ મલી આવશે. વલી કોઇ વારાદાર તો રૂ૧) આપી ગેરનાં પંથકીને શોંપે છે. તેવન શતુમ બનવા આવે તે સાતે પેલી ચાશની લેતા આવે. તેવા ચાશની પન કરતી વખતે ફકત ખાવાનીજ વાત શમજે છે. તેને કેમ અને કેવી તરેહથી ખાવી તે તો શપનાં શરખું છે. એતલુજ નહી કોઇ વારાદાર તો બખરચીનેજ ઊધર આપેછે. પછી તે ધનીધરમ કીરીઆ કરાવી જમવા બેશતી વખતે પેલી એજનો છુંછો ભાનામાં મેલેછે. પછી તેવી બનેલી ચીજ અથવા દરૂન પાતરામાં રેહી જાએ તો તેનીકંઇ કાલજી રાખતા નથી. હેવાં જમનવારને જશનનો દરજજો આપવો એ બેઅકલી ભરીઊ છે. જશન તેનેજ કેહવું કે જશનનું આફરંગાંન બાજ બનાંતી વખતે પોતે શાંમેલ થઇ પાંચ

અવશતા પટી બાજ ધરી ચાશની કરવી, એને જશન કેહેછે. એજ પરમાંણે બારે મહીનાનાં બારે રોજે કરવું શજાવારછે. પણ બને તાંહાંશુધી પોતાના ઘેરમાં કરાવવું જોઇએ.તે વખતેબી હજાર કાંમ હોએ તોપણ બને તેમ ભનતી વખતે ઘેરમાં ના શગલાવોએ કુશતી પાદીઆવ કરી શાંમેલ થવું જોઇએ.વલી તેવી કીરીયા થતી વખતે ઇઆ બાજ રોજે ભનાવતી વખતે તે જગા શાફ અને શફાઇદાર રાખવી જોઇએ. તથા ખુશબોદાર વ શતુ જેવુકે મલબારી શુખર જેમાથી અતરનાં જેવી શુગંધી નીકલે તથા લોબાંન, અગર, બોએ હેવી ચીજ બારવાથી તેનો ખુશબોદાર શુગંધ નીકલવાથી મીનોનાં અને ગેતીનાં તથા આપણા નેઆગાનોનાં ફરોહરો ખુશાહાલ થાએછે. તે શુ ગંધી તથા અવસતા વાંનીનો મીનો ખોરાક તેવો શાથે લેઇ જાએછે, બાકી ઓહતી અને શારી ફરતો અને પાંચ દશ વાંનીના પકવાંન એ જીવ તાં માણશને વાસતે છે. એક બીજાની શવારત ને વાસતે એક બીજાને ઘેરે ઘેર વેંહેચવાને વા સતે શેકડો રૂપીઆ ખરચેછે. તમો ગમે એટલા રૂપીઆ ખરચો, પણ ઊપર કેઇ તેવી બંદગી અથવા શુગંધી નહી હોએ તો પઇશા પાંનીમો નાંખવા જેવુ થાએ છે. પન આજે તો શેંકડે

નેવુ જનાં એ વીશે ગફલતી કરતા નજર આવે છે. શુખર બારે તો પાવલે શેરને ઠેકાંણે બારે બાર ફેરીઆ ફરી કોઇબી જાતનાં લાકરાં તે ઊપર શુખરનો વેર બીજવી તેનુ પાંની છાંતેલુ તેવો તાછો બે દોરીએ ઇઆ ચાર દોરીએ શેર આપે તો લેવું. લોબાંન મતોરાં કરતાં નબેતર વા પરે છે અગરની વાત તો શમજેજ નહી, હેવી શુગંધી બારે છે. જેથી આપણ રાખશી[૯] મનનાં અને આપણને તેવા ધુવાથી દીલ કમકમી નાંપશંદ થઇ પરે. તેવારે ફરેશતા શાહેબો અથવા અશોના ફરોહરો તે કેમ ખુશી થાએ. તે ઊપર તમોજ મીજલશી શાહેબોએ ધેઆંન આપવું, અને બનતી જોગવાઇએ પુરતી તજવીજ રાખવી, વલી પાંચથી પચીશ રૂપીઆ ખરચી મીથાઇ મેવા કરે તેમાં ગી વાપરવું તે શોજું અને બને તાંહાં શુધી મોઘામાં મોઘું વાપરવું. ખાનાની પછવાડે રૂપીઆ ખરચવાને કંઇજ બખીલી કરવી નહી, ગુજાશ નહી હોએ તોપણ શવારતને વાશતે કરવુ અને જો મોબેદ ફરવખશીઅથવા ઇજશને કરવાને પુછી હોએ તો વખત નથી, ધંધો ચાકરી નથી ઇતીઆદી ગરીબાઇ જનાવી ફકત અફરંગાંન

---

[૯] રાખશી મનના એટલે શખત મંનના અથવા દીલનાં ઇઆ વીચારનાં.

શતુમનુખી કેતલેએક ઘેર હુધાર રાખેછે. જો પઠવા વીશે આનો અરધો આંનો વધુ માંગે તો કોઇ કોઇ તો એકદમ ઇતર થઇ જઇ હલકા શખુન વતીક મોખેદાને વાપરે ઇતીઆદી. ૧૦

૧૦ દે મહીનો અને ખોરશેદ રોજે આપનુ ભલુ કરનાર ઇઆને આપણ શરવે જરથોશ તીઓને શારો અને પવીતર રશતો બતાવનાર જે આપણો નાંમીચો પેગમબર શાહેબ જરથો શત હતો તેનો ગુજરી ગીઆનો દાહાડો છે. એ દહાડે દરએક જરથોશતી શાહેબોએદુનીઆંદારીનુ કાંમ છોરી ઇઆ હાફીશોની રજા મેલવી અથવા આપીને શરવે કોઇએ તેવા ફરેશતાને દરજજેનાં શાહેબની યાદગારી કાએમ રાખવા. એ દીને અ ફરંગાન બાજ, ફરવખશી ઇજશને વીગરે કરાવી અને તો શેઆવ પણ ઇજાવી તે શાહેબનાં ફ રોહરો આગલ આખાં વરશની થાએલી ગફલ તીની તોજેશ કરી પેદાનાં કરનાર શાહેબ પાશે માફી માંગવી જોઇએ. પણ અફશોશ છે કે હાવા મોહટે દરજજેનાં શાહેબની ઇઆદી રાખી આપણ ટોલામાં શેંકડે દશ જનાં અફરગાંન બાજ કરતા હોશે. એજ દલગીરી ભરીઊ છે. દાહાડે દાહાડે એ નેક રશતો આપણા તોલામાં થી ગુમ થતો જાએછે. તેમથવું જોઇએ નહી એઊપર લાગતા વલગતાઓએ ધેઆંન આપવું.

શાહેબો બહમન મહીનાંની અને તેનાં જશનની તથા ગોશપંદોની શંભાલ કરવા વીશેનો ખોલાશો આવતા મહીનામાં જુદોજ તમો ભલા જરથોશતીઓ આગલ કરશું. તેથી તમો શાહેબોનો વધુ વખત રોકવાને દરૂશત જોતા નથી.

અશપંદાદ મહીનો અને અશપંદાદ રોજનું જશન પણ જરૂર કરવુ તે પણ દર ઘેરે ઘેર દરૂન બાજ કરવા. એ જશનનુ અફરગાંન બાજ હપતન અમશાશપંદનું કરવામાં આવે છે તેનું જાણવું એકે ફરેશતા શાહેબોનુ એક મુકરર મંડલ ઇઆને મંડલી ઠેરવેલીછે.જેથી એ પવીતર જશનની કીરીઆ કરવાની દરએક જરથોશતી શાહેબોને ફરજ છે પણ દલગીરી એછે કે હાલુ મોહતું જશન શેંકડે પાંચ જનાં શમજે છે. અને તે વીશે બીજા શાહેબો અખાદા કરે છે. જો ઓબેદ પુછવા જાએ તો કેટલેએક ઠેકાંણેથી જવાબ મલેછે કે એતો તમારૂં ખાવાનું છે અથવા વખત નથી ઇતીઆદી જવાબ આપેછે.

ફરવરદીન મહીનો અને ફરવરદીન રોજનું જશન ટોલામાં મોહટો ભાગ અફરંગાંન બાજ કરાવેછે. તોએ જેવો ચીબાવલા અને મન ઓકલ દોકલ રાખનારા હેવાં મોહટાં જશનની કઇ દરકાર રાખતા નથી એજ દલગીરી ભરેલુ છે.

અરદીબેશત મહીનો અને અરદીશત રોજ નુ જશન જાને શમજતાજ નથી તેમ શેંકડે નેવું જના ગફલત રેહેછે. અને કોઈ કોઈજ એ જ શનની ખુબી શમજી દરૂનબાજ કરાવેછે. હવે અ રદીબેશત અમશાશપંદ જે તમામ આતશોની શં ભાલ કરનાર, તે શાથે બેહશતની ચાવી રાખનાર તેનેજ આપણે ભુલી જઈએ એ દલગીરી ભરીઊછે.

ખોરદાદ મહીનો અને ખોરદાદ રોજનુ જ શન તેતો શોએ પાંચ જના જાણતા નથી તમ થવુ જોઈએ નહી કારણ કે તે વરશો ઊપર મોકલ છે.

તીર મહીનાનું જશન વખણાએલું એટલા ઊપરથી છે કે તીર ઈજદ શાહેબ વરશાદનું વર શાવવુ કરી આપણ ઈનશાંન માતરને જીંદગી જા લવવા ખોરાકની વરધી કરે છે. તે શાથે ગમબા રનાં દાહાડા લાગુ પરવાથી આપણાં ભોલાં બઈ રાંવોએ[૧૧] મીથાઈ મેવા કરી શવારતે વેંહચવાનાં

[૧૧] મીથાઈ મેવા કરેછે એતલે તેવો હેવુ શમજેછે કે એ ગમબારમાં તો જરૂરજ કરવુ જોઇએ. ઈઆ દશમાને દહાડેતો મીથાઈ કરવી જોઈએ. હેવા વરશના પાંચ દશ દહાડા વાંકો ખરચ કરી કોઈ કોઈતો કરજ કરી શવારતને વાશતે શખતી ઊપરાંત દગલુ ભરી પછી તેનો જોખમ અથવા પાર ગુજરેલાં ઊપર મેલેછે. પછી કરજ અપાએતો અપાએ નહી તો જેમ તેમ પ

શબબે તીરીઆનનુ કીધુ હેવું શમજેછે. અને જે ધણીને ગેર પેહલુ વરશ કોઇને ગુજરેઆનું હોએ તેવો તેમ કરેછે, બાકી કોઇ કોઇતો બે તીરથ ગમબાર અને જશન સાથે પરવાથી તે દહાડેજ જરા વધારે ઘેર હેવી કીરીઆ થાએ છે. તેબી રૂપીઆનો હરવો બાકી બીજા જરતોશતી ભાઇઓ ગફલતી કરેછે તેમ થાવું જોઇએ નહી.

અમરદાદ મહીનો અને અમરદાદ રોજનુ જશન પોવાબ સરખું થાઇ ગીઉછે. જે શાહેબ તમાંમ ઓરવરો અને તમાંમ દાંના ઉપર શર દારી ભોગવે છે તેની આરાધનાં કરવાને, તેજ શાહેબને ભુલી જવું એ દલગીરી ભરીઉ છે.

શેહરેવર મહીનો અને શેહરેવર રોજનું જશનતો જાને જરથોશતીઓમાં નહીજ હોએ તેમ થાઇઉ છે. જે શાહેબ તમાંમ ધાતુઓ ઉ

ટાવવું. હવે હાવો કધંગો ખરચ કરવાથી તે ફ રોહરને શું ફાએદો થઓ. કંઇજ નહી ઓર ગુ નાહ થવા સરખું બને છે. જે ભનવાનું છે જેનો લતીજો ફરોહરો શાથે લેઇ જાએછે, તે વીશે તો અતીશે ગફલતી કરેછે. અને પેલી કીઘેલી મી થાઇનાં ખુમચા બજારે બજાર મોહલે મોહલે ફ્ રવેછે. અફશોશ છે કે આજે મોહટો ભાગ તેવી પઘેલી ચીજ કરંડીઆમાં ભરી રેલવેની મારફતે એક ગાંમથી બીજે ગાંમ વતીક મોકલેછે જેને જુ દદીનો ઉચકી જાએછે. તેમ થવું જોઇએજ નહી.

પરશરદારી ભોગવે જેથી.( આ ગેતી દુનીઆંનો પાએઓ ચાલે તેનેજ ભુલી જવું એ ગાંડાપણછે.

મેહેર મહીનો અને મેહર રોજ જેને મેરગાંનનુ જશન કરીને કેહવામાં આવેછે. મેર ઇજદ તમાંમ જંગલોનો પાશબાંન છે. તે શાહેબની વરશમાં એક વખત ઇઆદી ઇઆને ખશનુમન શાથે હારાધનાં કરવાને રૂપીઆ એકનાં આંઠ આના ગફલત રેહે છે. તેમ થવું જોઇએ નહી.

આંવાં મહીનો અને આંવાં રોજનું જશન આપણા ટોલામાં પરપેઆત એટલા ઊપરથી છે કે પાંની જે તમાંમ દુનીઆને જીવારવાને અને નીભાવી રાખવાને પેદા કરીઊ છે તે ઊપર અરદુઇશુર ફરેશતો મોવકલ છે. તે ફરેશતાની હારધનાં કરવાને જરૂર બંધાએલું રેહવુ જોઇએ. તે આપણા ટોલામાં ૩૧) નો પોનો ભાગ તેવી કીરીઆ કરેછે. બાકીનાં તેમ કરતા નથી તે દલગીરી ભરેલી છે.

હવે મારા દાનેશમંદ શાહેબોએ વીંચાર કરવો જોઇએ કે દાદાર હોમજદે આ ગેતી દુનીઆ પેદા કરી તેને નીભાવી રાખવા અને તેનુ ફરતું ચકર જારી રાખવા જે નેમનુક કરી છે. તે નેમનુક ઊપર દર એક ફરેશતા શાહેબને મુકરર કરેલા છે. તેવારે આપણ દરેક જરથોશતીઓએ તેની નેમેલી વખતે હારાધના કરી, પેદાના કરનાર શાહેબ પાશે તંદરોશતી ચાહવી. એ આપણી

બલકે તમાંમ ઇનશાનોની અએન ફ્રરજ છે. જો તેમ ન થાએ તો ઇનશાંન અને હેવાંન શરખાં હોવાં જોઇએ. શાહુઓ આ બોલવું બંધ કરતાં તમોને આટલુ તો મારે જનાવવુ જોઇએ કે હમે કંઇ વાદવાંન અથવા ઘણું શીખેલા નથી. હમે જે પણ કરીએ છેઇએ તે આપણા દશતુર શાહેબો જેવા અવશતાના બોલાશા કરી ગીઆ છે, તેવી કેતાબો ઊપરથી મારી નાકેશ શખતી પર માંણે તેમ કરવાને હીમત કરૂ છેઊં તેનુ કારણ એજ કે હું કઇ શીખેલો નથી તોબી હથીઆરનાંનનો દરજ્જો શું છે તે મારી અકલ પરમાંણે શમજુ છું. તેટલા સારૂ મારી ઘણી કમ શકતી (ઇઆને ખરચની ઘણી તંગી) છતાં મને ગુણ બેશવાને અથવા લોકોનાં તાંણાં શમજવાને દરશત લાગતું નથી. વલી તે ઊપરાંત વાએજ જેવુ પવીતર નાંમ આપણ નાંમીચા ટોલામાંથી નીકલી જાએ એ બનાવ ઊપર હું રાજી નથી. તે ઊપરાંત જેવોને લાગતું વલગતુછે તેવોને દરજોગવાઇએ બોવાબમાંથી શજાગરૂ કરવાને મેહનત કરૂછેઊં. તે શત આંકીણથી આ પવીતર જગા ઊપર બોલુ છું કે જેની અશરમારા હમદીન જરથોશતી શાહુબોને થવાથી પોતાની ઇજતમાં તથા ટોલાની આબરૂનો વધારો કરે. આમીન. આમીન.

શાહેબો અમે ઊપલી વાએજમાં મોહલાનાં આતશ જે તમોને કેહ્યા તેનો ખોલાશો એમ છે કે જે મોહોલામાં દરેમેહેર હોએ અને તમાં દાદગાં રેહેછે તેને કેહેછે, તથા આદરાંન શાહેબ તે ગાંમનાં આતશ શમજવા, અને શેહરના આતશ તે જાંહાં આતશબેરાંમ હોએ તેને શમજવું. હવે ઘેરના આતશની શંભાલ કરવા વીશે મારો નાંકેશ વીચાર તમો દીનદાર શાહેબોને જણાઊ છું, તે અલબત ધેઆંન આપવા જોગ તમો શમજશો. તે એ છે કે આપણે આખાં ઘેરવચે કેટલાં બારૂત છે, અથવા આખી ચાલી અથવા કોઈ માલો જેમાં વધારે બારૂત વશે છે. તેવોએ હુથેનાં બાગમાં હલાએદી એક ઓરદી રાખી તે જગા ઊપર મોહોટું અફરગાંનીઊ અથવા ચુલો રાખી જેવોના ઘેરમાં આતશ જલવાતા નહી હોએ તેવોએ પેલાં હુથેનાં આફરંગાનીઆમાં લાવી મેલવાથી વધારે ફાએદા થાએ. ગુનાહથી છુતવા છતાં પોતાનાં ઘેરમાં કેબલા તરીકે પેલી જગા મુકરર કરવાથી દરએક નાનલાં મોટાને શહુવાર શાંજ તેની જતન કરવા સાથે બંદગી કરવાને બની આવશે. વલી અગતની વખતે તે જગા બાજ ધરવાના કાંમમાંબી આવે તે શરવે કોઈને વાશતે જગા ખોલી રાખવી જોઇએ.

રોજ ૧૫ મો માહા ૧૦ મો શેનશાહી શને ૧૨૪૭ યજદેજરદી